

# ॐ ह्रीं

☐ મકરન્દ દવે

**આ**જે સવારની આપણી વાતમાં પહેલી વાત તો એ મનમાં ઊગે છે કે આપણે અહીં બેઠાં ત્યારે શું હલચલ થતી હતી? શું વાતો થતી હતી ત્યાંથી શરૂ કરીએ. સવારે આપણે સહુ પોતપોતાના આસન પર બેઠાં. પછી એકબીજાની ચિંતા કરતાં હતાં કે બધાંને જગ્યા મળી? તમે બરોબર છો? ત્યાં ગલૂડિયું આવ્યું, એને દૂર કરો એ વાતો કરી. કાન્તાબેનને કેમ મોડું થયું એની ચિંતા કરી. આમ વિવિધ અવાજો, વિવિધ વાતો થતી હતીને? આપણે આસનમાં ગોઠવાતાં હતાં ત્યારે વાતો કરતાં હતાં. પછી બેસી ગયાં. થોડીવાર શાંત રહ્યાં. પછી એકીસાથે ૐ હ્રીંનું ગુંજન કર્યું, એક ધ્વનિ ઉચ્ચાર કર્યો. આ આસન પર બેઠા પહેલાં વિવિધ હલચલો હતી, વિવિધ વાતચીતો હતી, જુદા જુદા ભાવો હતા. પણ ૐ હ્રીં શરૂ કર્યું ત્યારે બધાં સાથે એક જ ધ્વનિમાં, એક જ શબ્દમાં, ગુંજારવમાં મળી ગયાં હતાં. જાણે પક્ષીઓનું ટોળું

હોય અને ચણના ખેતરમાં બેઠું હોય અને એકસાથે બધાં જ પક્ષી ફરરરર ઊડે એમ આપણું ઉડ્ડયન થતું મને લાગતું હતું. જુદી જુદી વાતો કરતાં હતાં અને પછી બધાં જ એકીસાથે ધ્વનિ કરતાં હતાં, ૐ હ્રીંનો ગુંજાર કરતાં હતાં. જાણે આપણે ૐ હ્રીંમાં જઈને પાંખો ફફડાવી ઊડતાં હોઈએ. ૐ એક પાંખ અને હ્રીં બીજી પાંખ હોય અને બંને પાંખે એકી સાથે ઉડ્ડયન કરતાં હોઈએ એવું મને લાગતું હતું.

આપણે ખરેખર ત્યારે ઊડ્યાં હતાં? ઉડ્ડયનનો પહેલો પ્રકાર તે શબ્દનો પ્રકાર. આ પહેલાં શબ્દો વિખરાયેલા હતા. જુદા જુદા ટકરાતા હતા, અથડાતા હતા. એ જુદા જુદા શબ્દો હતા. આપણા બધાના શબ્દો એક નહોતા. શબ્દો એક થયા ૐ હ્રીંની સાથે, અને તેની સાથે ઉડ્ડયનનો ભાવ. અને એ ભાવ દ્વારા બીજા પ્રદેશમાં જવા આપણે ૐ હ્રીં શબ્દથી ઉડ્ડયન કરતાં હતાં. એકીસાથે આટલાં બધાં મિત્રો બેસીને ૐ હ્રીંનો ઉચ્ચાર કરતાં હતાં ત્યારે મનમાં એક ૐ હ્રીંનો જ ભાવ હતો. બીજા કોઈ શબ્દનો ઉચ્ચાર નહોતો. મનમાં કદાચ બીજા ભાવ હશે. આપણે પહેલો વૈખરીથી ૐ હ્રીંનો ઉચ્ચાર કર્યો. પછી હોઠ ફફડાવીને ઉપાંશુ કર્યા. પછી મનોમન ઉચ્ચાર કર્યા. પછી શાંત બેસી રહ્યા. આ ત્રણ ભૂમિકા.

આપણા જીવનના પ્રવાસની ત્રણ ભૂમિકા છે. એક શબ્દની ભૂમિકા છે. એક અસ્ફુટ ભૂમિકા છે. તે શબ્દ અને વિચાર વચ્ચેની ભૂમિકા છે. શબ્દ અમથો નથી આવતો. એ ઘોળાઈને, ઘૂંટાઈને અનેક ક્રિયા-પ્રક્રિયા થઈને શબ્દ પ્રગટ થાય છે. શબ્દનું ઘણું માહાત્મ્ય છે. ઉપાંશુ એ મૌન અને વાણી વચ્ચેનો એક સાન્ધ્ય પ્રદેશ છે. અંશુ એટલે કિરણ. વૈખરી વાણી વિખેરાઈ જાય પણ ઉપાંશુ જપમાં કિરણ ભળે છે, પ્રાણનો પ્રકાશ ભળે છે, પ્રાણનું સત્ત્વ ભળે છે. મૌનમાં વાણી શાંત પડી હોય છે, સ્થિત છે, સ્થિર છે. એમાં કોઈ સ્પંદન નથી. વિચારનું એક સ્પંદન થાય તો વાણીમાં એક કિરણ પ્રકાશે છે. ઉપાંશુ કિરણ છે. અંશુમાન એટલે કિરણવાન સૂર્ય. વાણીમાં કિરણ પ્રગટ થયું? પ્રાણમાં પ્રવેશ થયો? જો પ્રાણમાં પ્રવેશ થયો હશે તો વાણી સત્યવતી થશે. આપણે ૐ હ્રીંનો જે ઉચ્ચાર કર્યો એમાં પહેલા શબ્દો આવ્યા પછી ધ્વનિ થયો. ધ્વનિની અંદર પ્રાણનો પ્રકાશ છે.

ૐ હ્રીં દ્વારા આપણે શું કહેવા માગીએ છીએ? ૐ વિશ્વ વ્યાપ્ત ચૈતન્યનું પ્રતીક છે. તત્ત્વ ઝંકાર બ્રહ્માંડ માંહી. આખા બ્રહ્માંડમાં એક મહાન સંગીત વ્યાપ્ત છે. ગઈકાલે સાંજે આપણે બહુ સુંદર સમુદ્રનું સંગીત સાંભળતાં હતાં. સમુદ્ર ઉદ્‌ઘોષ હતો. એની આસપાસ જળવિહાર હશે, ઉત્તાલ તરંગો, પછી લહેરાતા તરંગો

અને પછી ક્યાંય સુધી એક જ મોજાનો ધ્વનિ. જો આપણે આંખો મીંચીને એ સંગીત સાંભળ્યું હોય તો આપણો પ્રવેશ સમુદ્રના પ્રાણમાં થાય. આપણે વિસ્તૃત બનીએ અને પ્રકૃતિનો જે વિશાળ આનંદ છે એને પ્રાપ્ત કરીએ. ૐની અંદર આપણે આપણી વિશાળતાને પામીએ છીએ. અને ૐ હ્રીંની પ્રક્રિયામાં આપણે શ્વાસ-ઉચ્છ્‌વાસને જોડીએ છીએ. ઉચ્છ્‌વાસ વખતે આપણો પ્રાણ મહાપ્રાણ સાથે વિરાટ વ્યોમમાં મળી જાય છે. જ્યારે શ્વાસ લઈએ છીએ ત્યારે પ્રાણને લઈને આપણે અંદર ઉતારીએ છીએ. ૐ તે ઉચ્છ્‌વાસના વિરાટમાં આપણા ક્ષુદ્ર પ્રાણની ગતિ છે. હ્રીં તે પ્રાણના સ્પર્શથી આપણે પાછા આવીએ છીએ. ૐમાં અ પહેલો છે અને ૐ હ્રીંમાં હ પહેલો છે.

અ એટલે પ્રથમ અક્ષર જે આદિમાં છે તે. સર્વના આદિમાં અ છે એટલે અ અધિષ્ઠાન છે, જેને આધારે જ બધું છે. અ ન હોય તો વર્ણ પણ નથી અને સ્વર પણ નથી. અની પાછળ જ આ, ઇ, ઈ વગરે બધા છે. એ બધા અના આવિષ્કારો છે, અનાં પરિવર્તનો છે. અ નિત્ય છે. અ બોલતાં તે ગળામાંથી સીધો જ પ્રગટ થાય છે. હોઠ કે જીભ કે તાલુ કશાનો ઉપયોગ નથી. અ સ્વયંભૂ પ્રગટ થયો. તેમાં અક્ષરત્વ છે, બ્રહ્મતત્ત્વ છે, પરમાત્મા છે, પરમ સત્ય છે, પરમ આનંદ છે, પરમ જ્ઞાન છે. જે નામ આપો તે છે. અ એ વિરાટતત્ત્વનું વ્યોમનું પ્રતીક થયું. અવતરતિ - અ નીચે આવે છે. અટતિ – ફરે છે. અ તો અ જ રહે છે. ક્ ખ્ ગ્ - એ ખોડા છે. અ છે તો ક છે. અ છે તો ખ છે. પછી ગમે તે અક્ષર બોલોને તેનો આધાર, અધિષ્ઠાન અ છે. આપણે અધિષ્ઠાન પ્રાપ્ત કરવું છે. આપણે ખોડા છીએ. આપણી ભૂમિ અસ્થિર છે, સ્થિર નથી કારણ કે વિનાશના ખોળામાં આપણે શ્વાસ લઈએ છીએ, મૃત્યુના ઓળામાં જીવીએ છીએ. વિચ્છેદની વચ્ચે આપણું મિલન છે. વિયોગની વચ્ચે આપણું નિત્ય છે. જો ક્યાં છીએ તેનો ખ્યાલ આવશે તો ક્યાં જવું જોઈએ તેનો પણ આપણને ખ્યાલ આવશે. આમ આપણે અનું સ્વરૂપ જોયું.

હ એ વિસર્ગ છે. અઃ (અહ) આવેને? અ અને હ વચ્ચે એટલો જ ફેર છે કે અ સર્વવ્યાપ્ત છે અને હ વિભાજિત થઈ ગયો છે. અં (અમ્) અનુસ્વાર જોડે છે. અ અને હને અનુસ્વાર જોડે તો અહમ્ થાય. હું થયો. હું કોણ? હું વિભાજિત, નાનો સરખો ક્ષુદ્ર હું અને હું વિરાટ પણ. હું અને તું થયા. મન અને બુદ્ધિ થયાં, વચ્ચે વિચ્છેદ. બુદ્ધિ અને ચિત્ત થયું, વચ્ચે વિચ્છેદ. ચિત્ત અને અહંકાર વચ્ચે વિચ્છેદ. શરીર અને મન વચ્ચે વિચ્છેદ. જુઓ તો ખરા કેવી સ્થિતિ થઈ ગઈ છે! અહમ્ જ્યારે નાનો થયો, ક્ષુદ્ર થયો, પિંડગત થયો, વ્યક્તિગત થયો

ત્યારે વિરાટ વિશ્વની સાથે એનો જે તાલ હતો, જે તાર હતો તે ચુકાઈ ગયો. આમ આપણો ક્ષુદ્ર અહમ્ પોતાના વિરાટ અહમ્થી જુદો પડી ગયો છે. એની સાથે આપણો મેળાપ કરવો, એનું મિલન કરવું, એનો સંયોગ સાધવો એ જીવનનું મુખ્ય કર્તવ્ય છે. બીજું બધું ગૌણ છે. જો એ ખ્યાલ આવે કે હું મારા નાના સરખા કોચલામાં બદ્ધ છું તો એમાંથી મુક્ત થવાનો વિચાર આવે. અહમ્ ક્યાં રહેલો છે? અહમ્ પહેલા તો અન્નમય કોષમાં રહ્યો છે. ચા પીધી? નાસ્તો કર્યો? અહમ્ આવીને તરત જ શારીરિક ભૂમિકા પર ઊપસશે. શરીર પ્રથમ છે. શરીરની માગણી છે, જરૂરિયાત છે. પછી તો શરીર જરૂરિયાત કરતાં પણ વધુ માગતું થઈ જાય છે. અન્નમય કોષમાં રહીએ એટલે આપણા પોષણ પૂરતું શરીરને જોઈએ.

અન્નમય કોષ સાથે પ્રાણમય કોષ જોડાશે. પ્રાણ વેગવાન છે, વેગીલા ઘોડા જેવો છે. જો અન્નમય કોષમાં જ આપણે રહીએ તો કોઈ નાની ગાડીમાં, નાના સરખા ખેતરમાં પડ્યા રહેત. એક ચણનું ખેતર હોત, નાનો માળો હોત, સુખ આવે અને આપણે પોઢી જાત. એક માટીનો પિંડ ઊભો થયો અને માટીમાં મળી ગયો. પણ એમ નથી. પ્રાણમય કોષ ગતિ આપે છે. અને ત્યાં ને ત્યાં તેને રહેવા દેતો નથી. પ્રાણના આવેગથી સિકંદર ચડાઈ કરવા નીકળે છે, હિટલર યુદ્ધ કરવા નીકળે છે. આપણે પણ આપણા ધંધામાં કે રોજગારમાં કંઈક થવા માગીએ છીએ. એ પ્રાણનો આવેગ છે. આપણે અન્નમય કોષમાં સામાન્ય સ્થિતિમાં વસીએ છીએ. એને આપણે સંતોષ નામ નહીં આપીએ પણ મંદપ્રાણ કહીશું. આપણા પ્રાણ મંદ છે. નિષ્પ્રાણ પણ કહી શકાય. આપણે શારીરિક ભૂમિકા પર જ રહીએ છીએ એથી ક્યાંય વેગ કે વિશાળ ગતિ નથી.

આપણને થાય કે માત્ર શારીરિક ભૂમિકા પર નથી રહેવું. આ પિંડમાં બદ્ધ નથી રહેવું. મારો પ્રાણ જાગૃત હોવો જોઈએ, એમાં ચૈતન્ય હોવું જોઈએ, એ વેગવાન હોવો જોઈએ. પ્રાણ પ્રગટ તો થશે પણ એ દિશાશૂન્ય હશે. પ્રાણ પોતે પ્રગટ થશે તો ક્યાં ઘૂમશે? એ ઐહિક ક્ષેત્રમાં, આ વિજય કે તે વિજયમાં, આ પ્રાપ્તિ કે બીજી પ્રાપ્તિમાં. પણ બધી પ્રાપ્તિ છેવટે ન પ્રાપ્તિ લાગશે. બધો વિજય છેવટે પરાજય લાગશે. ધનમાં માણસ દોડશે, ધન પ્રાપ્ત થશે એટલે થશે કે, 'ઓહો, આ તો કાંઈ નથી.' માણસ સત્તા પ્રાપ્ત કરશે અને સત્તા પ્રાપ્ત કર્યા પછી લાગશે કે 'આ નહીં.' અહીં નહીં. ક્યાંક બીજે. જ્યારે યાજ્ઞવલ્ક્ય સંન્યાસ લેવા જાય છે ત્યારે પોતાની બધી જ સંપત્તિ તેની બંને પત્નીઓ - મૈત્રેયી અને કાત્યાયનીને સરખે ભાગે વહેંચી દે છે. ત્યારે મૈત્રેયી યાજ્ઞવલ્કયને પૂછે છે કે, 'આનાથી મને અમૃતની પ્રાપ્તિ થશે?' યાજ્ઞવલ્ક્ય કહે કે, 'ના અમૃત તો નહીં મળે પણ સુખ-સમૃદ્ધિથી તું રહી શકીશ.'

તો મૈત્રેયી કહે કે, 'અમૃત ન મળે તે લઈને હું શું કરું?' જે મારી સદાની ભૂખ ભાંગે, સદાની તરસ છિપાવે એવું મારે કાંઈક જોઈએ છે. મારી તરસ ઊભી જ રહે, મારી પરાધીનતા રહ્યા જ કરે તો ગમે તેવું વિશ્વનું સામ્રાજ્ય હોય તો પણ મારે નથી જોઈતું - એમ જ્યારે મારો પ્રાણ પુકારી ઊઠે ત્યારે ૐ હ્રીંનો ગુંજાર અંદરનું પંખી કરી ઊઠશે. પક્ષી એક શરીરમાં બદ્ધ છે, પ્રાણમાં બદ્ધ છે, મનોમય કોષ, વિજ્ઞાનમય કોષ, આનંદમય કોષ એવા પંચકોષોમાં બદ્ધ છે. એ પંચકોષ આપણા બંધનના આપણે જ ઊભાં કરેલાં નાનાં ક્ષેત્રો છે. આપણે એમાં નહીં રહીએ પણ ઉડ્ડયન કરીશું.

ૐથી આપણે વિશેષ શક્તિ પ્રાપ્ત કરીશું ને ઊંચી ભૂમિકાએ લઈ જઈશું ૐમાં આરોહણ કરીને ત્યાં કિરણનો સ્પર્શ પામીને પાછા હ્રીંમાં આવીશું અને આપણે હ્રીંના બંધનમાંથી મુક્ત થઈશું. આ પ્રક્રિયા ૐ હ્રીં દ્વારા આપણે રોજ ઉપાસના કરીએ છીએ. બધી જુદી જુદી વાણી એક વાણીની અંદર સંગમ સાધે છે, સમુહિત થાય છે, પોતાના ભણી પ્રવાહિત થાય છે. આપણું તીર્થ આપણી અંદર છે. આજે મને વિચાર આવ્યો કે એકીસાથે બધાં પક્ષી વિશાળ ગગનમાં ઉડ્ડયન કરી રહ્યાં છે. એ ગગન અંદરનું છે, અંતરાકાશનું છે કારણ કે બાહ્ય વાણીથી આપણે અંતરમાં ગતિ કરી હતી. વૈખરીથી ઉપાંશુ અને ઉપાંશુથી મનોમન. અને મનોમનથી પરમ મૌન શાંત. એક અવસ્થા છે જ્યાં શાંતિ બોલી ઊઠે છે, મૌન ગુંજારિત થઈ ઊઠે છે. એ અવસ્થા ક્યારે પ્રાપ્ત થાય?

પહેલા તો આપણે અન્નમય કોષમાં છીએ, શારીરિક ભૂમિકાએ છીએ. શરીરની માગણીઓ છે. એની સાથે પ્રાણ બેઠો છે તે સંતોષ લેવા દેતો નથી. તે કહે છે કે 'હજુ વધુ, હજુ વધુ. બીજે ક્યાંક, અહીં નહીં.' બીજે ક્યાંકનો જ્યાં ઉચ્ચાર થાય છે એને કહીએ કે, 'અહીં જ. આ સ્થળે જ. અત્યારે જ. આ પળે જ. અત્રેવ, ઈહેવ.' શંકરાચાર્ય કહે છે 'આ ક્ષણે જ.' એ ક્ષણ જે પ્રાપ્ત થાય છે એ ચારે દિશામાં ઘૂમતા વંટોળના કેન્દ્રમાં રહેલી પરમ શાંતિ જેવી ક્ષણ છે. યુદ્ધના મેદાનની વચ્ચે જ ગીતા છે. એને પ્રાપ્ત કરવા માટે આપણે ૐ હ્રીંના શબ્દમાંથી ધ્વનિમાં જઈશું. શબ્દમાં કદાચ જુદા જુદા ઉચ્ચારો હશે, જુદી જુદી વાણી હશે પણ ધ્વનિમાં આપણે એક સાધીશું. શબ્દની અંદર ધ્વનિ છે. ધ્વનિની અંદર જ્યોતિ છે. જ્યારે ધ્યાન પરિપક્વ થાય છે, જ્યારે ગાન પોતાનો સૂર બરોબર સાધે છે ત્યારે જ્યોતિ પ્રગટ થાય છે. એક illumination પ્રગટ થાય છે. આપણને હજી એનો અનુભવ નથી. અનુભવ થશે તો વાણીમાં રહેલું સામર્થ્ય શું છે એનો કંઈક ખ્યાલ આવશે. ૐ હ્રીં જે ઉચ્ચાર કર્યો તે સામાન્ય ઉચ્ચાર નથી. જે બીજી વાણી બોલતા હતા કે,

'આ કૂતરું આવ્યું. બારણું બંધ કરો, ઠંડી વાશે.' એ વાણી કરતાં ૐ હ્રીંની વાણી જુદી છે. બીજી વાણી બહિર્મુખી વાણી છે જ્યારે આ અંતર્મુખી વાણી છે. બીજી વાણી મને મારાથી દૂર લઈ જાય છે જ્યારે આ વાણી મને મારી પોતાની નિકટ લાવે છે. જેટલો હું મારી નિકટ આવીશ એટલો હું બીજાની નિકટ જઈ શકીશ. એ પરમ સત્ય છે.

તો પહેલા શબ્દોનો ઉચ્ચાર કર્યો. એ શબ્દ આયાસવાળો હતો, પ્રયત્નવાળો હતો. અનાયાસ નહોતો. આપણે બોલતા હતા. પણ ધ્યાન રાખીને, સમજીને જો ઉચ્ચાર થશે તો વાણી આપણને લઈ જશે. અત્યારે હું વાણીને લઈ જઉં છું, ગ્રહણ કરું છું. પછી વાણી મને ગ્રહણ કરશે. હે વાણી! હે વાક! તું મને ગ્રહણ કર. હે વાકશક્તિ! તું મને સ્વીકાર. હે સરસ્વતી! મને તારી વીણા બનાવ. તું મને ઝંકૃત કર તો પરમ સંવાદી, પરમ આનંદમયી, પરમ મધુર સૂર જે સૃષ્ટિમાં વાગે છે એ મારી દેહની વીણામાંથી ઝંકૃત થશે. કારણ કે મારો દેહ સરસ્વતી-વીણા બની જશે. ગોરખનાથે કહ્યું કે સરસ્વતી ઉચ્ચારે બ્રહ્મજ્ઞાન. મારી અંદરથી પરમ સરસ્વતી બ્રહ્મજ્ઞાનનું ઉચ્ચારણ કરી રહી છે. કેવડી મોટી ઘટના! કેવડી મોટી પ્રાપ્તિ! આ પ્રાપ્તિ માટે આપણે ૐ હ્રીંનો ગુંજાર કરીએ છીએ. શબ્દોમાં ધ્વનિ છે અને આપણે આગળ વધીએ તો એમાં જ્યોતિ છે. એ પ્રજ્ઞા છે, એ પ્રકાશ છે.

ૐ વિશે કહ્યું છે કે ૐ અનાહત છે. ૐ નિત્ય શબ્દ છે, નાદમય છે, બ્રહ્માંડના ગુંજારથી ભરપૂર છે. એનો નાનો સરખો અંશ, ક્ષુદ્ર અંશ મારામાં છે, જે વિરાટ યજ્ઞનો એક સ્ફુલ્લિંગ, એક તણખો છે. એની સાથે જ્યારે હું મારા ભાવથી જોડાઉં છું ત્યારે એ શબ્દના ધ્વનિનો મને સ્પર્શ થાય છે. એ ધ્વનિ આનંદ છે.

અનાહતસ્ય શબ્દસ્ય, તસ્ય શબ્દસ્ય
યોધ્વનિઃ ।
ધ્વનિર્ અંતર્ગતંજ્યોતિજ્યોતિર્ અંતર્ગત
મનઃ

ધ્વનિમાં જ્યોતિ છે એનો મને ખ્યાલ નથી. તે ધ્વનિનો ઉચ્ચાર કરતાં કરતાં મારામાં એક સંવાદીપણું, એક આતમસૂઝ, પ્રજ્ઞાનો પ્રકાશ પ્રગટ થાય છે. એ સ્વયંભૂ છે, સ્વયંસ્ફુરિત છે. તેને કોઈ ગ્રંથનો આધાર નથી, કોઈ પયગંબરને પૂછવા ગયો નથી. અંતઃકરણની જાગૃતિ એ મારું પ્રેરક તત્ત્વ છે જે મને દોરી જાય છે. ૐ હ્રીંના ધ્વનિ પછી આપણા શબ્દોમાં સંવાદિતા આવી? આપણા બીજા શબ્દોને આ શબ્દોએ સ્પર્શ કર્યો? ૐ હ્રીંમાં સાથે જે પક્ષીઓ પાંખો ફફડાવતાં હતાં એ પક્ષીઓ પાછાં જમવાના ટેબલ પર આવશે, એ પક્ષીઓ પાછાં કાર્યરત થશે ત્યારે આ શબ્દ દ્વારા એકબીજાનો

પરિચય સાધશે? ૐ હ્રીંનો પરિચય થાય તો મોટું કામ થઈ જાય. આનાથી મોટી ક્રાંતિ એકપણ નથી. ગગનમાં વિહાર કરીને ગગનનો સ્પર્શ લઈને, ગગનમય થઈને પાછું પૃથ્વી પર આવવાનું. એ ચિત્તનું પરિવર્તન લાવે છે, મૂળભૂત ક્રાંતિ કરે છે. અનાહત તે સ્વયંસ્ફુરિત શબ્દ છે. હું મારા આહતમાંથી અનાહતમાં જઈશ. અનાહતમાંથી હું ધ્વનિમાં જઈશ, ધ્વનિમાંથી જ્યોતિમાં જઈશ. જ્યોતિમાંથી પ્રજ્ઞામાં જઈશ. પ્રજ્ઞામાંથી એક પદમાં જઈશ જ્યાં 'વિષ્ણુઃ પરમં પદમ્' - જે આપણા ત્રણેય તાપો હરી લેશે.

સવારમાં ૐ હ્રીં દ્વારા વાણીની ગંગામાં આપણે અવગાહન કર્યું. એ પહેલાંની બીજી પણ વાણી હતી. એક વાણીની અંદર નાના-મોટા ભેદ-વિભેદ હતા અને બીજી વાણીમાં એકતાનતા હતી, એકસૂત્રતા હતી, તન્મયતા હતી. એ તન્મયતા આપણી દરેક વાણીમાં આવે, આપણા વિચારોમાં આવે, આપણાં કાર્યોમાં આવે. તો કેટલી સંવાદિતા સધાય? પરમ સૃષ્ટિ સાથે અને સૃષ્ટિના કર્તા સાથે સુમેળ સધાય તો આપણે આપણી પોતાની જાતને પામીએ. 'વાણી' એ વાકની ઉપાસના છે. આ વાકની ઉપાસના દ્વારા વાગીશ્વરીને પામીએ. આપણી જીભ વાગેન્દ્રિય છે અને રસેન્દ્રિય છે. વાક અને રસ એક બની જશે. અનેક રસ આપણે જોઈ ચૂક્યા. અનેકમાં સ્વાદ, બેસ્વાદ બની ગયા. અનેક આનંદનો ઉપભોગ કર્યો પણ અનેક વાર આનંદ નિરાનંદ થઈ ગયો. અનેક ઝાકઝમાળ જોઈ પણ બધા દીવા બુઝાઈ ગયા. આપણે હવે એવો રસ પ્રાપ્ત કરવો છે જે કદી નિરસ ન બને. એવો પ્રકાશ ઊગે જે કદી અસ્ત ન પામે. એવું અસ્તિત્વ જે કદી લય ન પામે. એને માટે આપણે ૐ હ્રીંનો ધ્વનિ કરીએ છીએ. ધ્વનિથી અંતર્ગત યાત્રા કરીએ છીએ, અંતર્મુખી યાત્રા કરીએ છીએ અને પોતાને પામીએ છીએ, વિસ્તાર પામીએ છીએ. જેનાં મૂળ ઊંડાં ગયાં હોય તે વૃક્ષ ઘટાદાર બને છે, એ સુફળ બને છે, એ ફૂલથી છવાઈ જાય છે, સુગંધ પ્રસારે છે. ૐ હ્રીં આપણાં મૂળિયાં છે. એ અંતર્મુખી યાત્રા છે જે આપણા વિચારમાં, આપણી વાણીમાં, આપણા વર્તનમાં બહાર પ્રગટ થાય છે.

હે ભગવાન! તું પ્રગટ થા અને હું તારામાં લય પામું. આ લયની સાધના હતી. લય એટલે સંવાદિતા અને વિલય બંને. આપણો જે નાનો-મોટો અહમ્ હોય તે લય પામતો પામતો વિરાટ ધ્વનિમાં લય પામી જાય. લય સાધીએ અને પ્રલયમાં જ જે ભગવાનનો આનંદ-વિહાર છે, જે અસ્તિત્વ છે એને પામીએ. આ મારી પ્રાર્થના છે.

*પ્રાતઃપ્રાર્થના પછી મકરન્દભાઈ જે વાત કરતા હતા તેમાંથી.

સં. મીનુ ભટ્ટ